વિદ્યાર્થી વાચનમાળા.

પુસ્તક ૨ જું.

# વિદ્યાર્થીને લાયક ધર્મ.


લેખક

એ. એમ. ઠાકોર.

(પ્રેમયોગી.)

શુકલતીર્થ.



આવૃતી ૨ જી. ૧૯૧૮. પ્રત ૫૦૦.

મૂલ્ય ૨ આના.

પ્રકાશક—અંબાલાલ મોતીલાલ ઠાકોર.

એ. વી. સ્કુલ. શુકલતીર્થ.

ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં દવે જેઠાલાલ દેવશંકરે છાપ્યું.

અમદાવાદ.

# બેપરવા.

(તોટક).

નહિ ફીકર કાંઇ પડી મુજને,
સઉ સોંપી દીધી પરવા પ્રભુને;
બસ કર્મ મહીં અધિકાર મને,
ફળની પરવા પ્રભુને પડી છે. ૧
નહિ કો તણી હું પરવા કરતો,
નવ સ્વારથીની બીક હું ધરતો;
નહિ દ્રવ્યની કાજ જરી મથતો,
નહિ કીર્તિ પછાડી કદી ભમતો. ૨
પણ કાર્ય કરૂં બસ કાર્ય કરૂં,
બસ કોઇ તણી પરવા ન ધરૂં;
અહ ! સોંપી દીધું સઘળું પ્રભુને,
પછી શી પરવા શુભ ચિંતક તે. ૩

પાટીદાર બૉર્ડિંગ હાઉસ.
આમોદ—ભરૂચ.

પ્રેમયોગી.

# વિદ્યાર્થીને લાયક ધર્મ.*

મારા વહાલા વિદ્યાર્થી બંધુઓ ! આપણી ભારતભૂમિના ભવિષ્યના ઉન્નત દેવો ! આપણે કેવો અને કયો ધર્મ પાળવો જોઈએ ? શું આપણે શિવ ધર્મ, જૈન. ધર્મ, બુદ્ધ ધર્મ, મુસલમાની કે ખ્રિસ્તીધર્મ પાળવો જોઈએ ! ના. ના. તે શબ્દોની સાથે તો ધર્મ શબ્દ શોભતો નથી. તેને તો આપણે પંથો કહી શકીએ. તે પંથો ખરેખર ઉત્તમ અને સુંદર છે, પરંતુ તે આપણને હાલની સ્થિતિમાં સ્વાર્થી બનાવે છે. તમે જોશો કે એક પંથના બીજા પંથને વખોડતા કે ધિક્કારતા હશે. આપણે એવો વિષવાદ પેદા કરવાનો નથી. ત્યારે આપણે શું કરવું ? હં, ત્યારે આપણે કયો ધર્મ પાળવો ?

આપણે એવો ધર્મ પાળવો જોઇએ કે જે ધર્મથી આપણા હિંદુભાઈઓ, મુસલમાન ભાઈઓ, પારસી ભાઈઓ અને ખ્રિસ્તીભાઇઓ આપણને પોતાના ગણે, જુદા ના ગણે, કોઈનામાં વિષવાદ પેદા થાય નહિ; ટુંકામાં સર્વ એમજ સમજે કે " હિંદુ, મુસલમીન પારસી સર્વે ધર્મ તણાં સૌ બાળ. "

---

*વિદ્યાર્થી સમક્ષ આપેલું એક ભાષણ.

ત્યારે તે ધર્મ કેવો હોવો જોઇએ ? ભારતભુમિ રૂપી ઉદ્યાનમાં પ્રિય સુકોમળ સુગંધિત પુષ્પો ! તમે સર્વ જાણુતાજ હશો કે ધર્મ શબ્દનો અર્થ ધૃ=ધારણ કરવું. સમાજને ધારણ કરે તે ધર્મ. धारणाद्धर्ममित्याहु धर्मो धारयति प्रजाः। આ તેનો બહોળો, ઉંડો અર્થ ટુંકામાં અથવા સાધારણ શબ્દમાં કહીએ તો "પડતાં ધારે જે પાપમાં ધર્મ તેનું છે નામ." આ ધર્મ શબ્દના અર્થ થયા.

હવે વચ્ચે હું એક વાત કહેવા માગું છું. કોઈને કદાચ એમ લાગશે કે પંથોનું ભુંડું બોલાયું. પણ કોઈ પણ પંથ આપણને અધર્મને માર્ગે જવા સૂચવતાજ નથી. શું બાઇબલ એમ કહે છે કે ચોરી કરો ? ના. તે તો તેની દશ પ્રતિજ્ઞામાં કહે છે કે "તું ચોરી કરતો મા." ત્યારે શું કુરાન એમ કહે છે કે, જુઠું બોલો ? ના. ના. ભગવાન મહમદ ખાસ ભાર દઈને કહે છે કે, "તે મારો મુસલમાન નથી. પણ દુશ્મન કાફર છે, જે અસત્ય બોલે છે ને વચન ભંગ કરે છે."

આ બીજા પંથના દાખલા લીધા છે. કારણ કે તમોને તમારા પંથનું જ્ઞાન હોવુંજ જોઇએ.* મારો લગાર પણ એવો આશય નથી કે તમે તમારો પોતાનો પંથ છોડી દો. પણ ઉદાર ચરિત, મોટી નજર રાખતાં શીખો. હું

*હિંદુ વિદ્યાર્થી સમક્ષ બોલવાનું હોવાથી.

સારો છું, મારો પંથજ સારો છે, અને બીજું બધું ખોટું છે; એ મિથ્યાભાવ છોડી દો. "**वसुधैव कुटुंबकम्**" જગત મારૂં કુટુંબ છે, એમ અનુભવો. અસ્તુ.

તમે જોશો તો જણાશે કે, દરેક ધર્મના સ્થાપનાર પૂર્ણાત્મા હતા. તેઓએ અમુક વાત ખરેખરી ઠસાવવાને જુદા પંથ કાઢેલા બુદ્ધે દયાનો મંત્ર જગતને શીખવાડયો. વગેરે. આ જુદા પંથોની સરખામણી આપણે શાળા જોડે કરી શકીએ. ધારો કે એક નિશાળમાં તમોને ગણીત શીખવાય છે, પણ તે બીજા વિષયો સાથેજ. આથી ખાસ તેનું જુદું અને ઉત્તમ જ્ઞાન આપવા માટે કોઈ વિદ્વાન જુદી શાળા ખોલે, ને ફક્ત તેમાં તેનુંજ શિક્ષણ આપી, આપણને તેટલાજ વિષયમાં પૂર્ણ બનાવે; તેવાજ આ પંથો છે. આ વાત પણ સારી છે. તે જો બહુજ ઉત્તમ, દૈવી સ્થિતિમાં હોય તો પસંદ કરવા જેવી છે. આપણું કલ્યાણ થાય તેવી છે.

પણ અત્યારે આપણે જે સ્થિતિમાં ચાલતા પંથો જોઈએ છીએ, તે બહુજ કઢંગી છે, અપૂર્ણ છે. વિષવાદ પેદા કરનારી છે. કારણ કે ધર્મ–પંથ–સંસ્થાપકોના ઘણાખરા ઉચ્ચ, દૈવી ઉદ્દેશો, તેઓની સાથેજ મરી ગયેલા હોય છે. આથી અત્યારના એક પંથે ચાલીએ, માનીએ, વર્તીએ, અને કદાચ આપણું ભલું થાય. કદાચ શાથી કે

સંશયની વાત છે. ઉચ્ચ માર્ગ જડતો હોય, પણ આપણા વહાલા બંધુઓથી જુદું પડાતું હોય, તો તે આપણને નકામું છે. તે સત્ય પંથ કિંવા નગદ ધર્મ નથી. પણ આપણે માટે તો કોઈ રાક્ષસ-દાનવ કે સેતાનનો લોભાવાનો માર્ગ છે. ઉધાર ધર્મ છે. એમ આપણે કહેવું જોઇએ. અત્યારે તો આ ચાલતા જમાનાને અનુસરી આપણે સર્વ આત્મબંધુઓએ સાથે વહન કરવાનું છે.

અરે! તમે તે કેવા માણુસ છો? મોટી મોટી ડંફાસો મારો છો, પણ કંઈ કહેતા નથી. કયારના ધર્મ ધર્મની વાતો કરો છો, પણ અમે તેને કેવી રીતે પાળીએ, તે તો કહેતા નથી! એમ તમે મને પૂછવાને તૈયારજ થયા હશો. હવે એજ વાત આવે છે.

પ્રથમ કહ્યું તેમ સમાજને ધારણ કરે તે ધર્મ સમાજથી જુદા પડાય. વિષવાદ થાય જેમાં ખોટા ઢોંગ હોય, તે ધર્મ નહિ. બીજું, તે ધર્મ આપણે કયારથી પાળવો? શું નાહી ધોઈ દેવસેવામાં કે મંદિરમાં હોઇએ ત્યારેજ પાળવો? શું રવિવારે ખ્રિસ્તીઓ દેવળમાં પ્રાર્થના કરવા જાય છે, ત્યારેજ પાળવો? શુક્રવારે મસીદમાં જઈને ધર્મને સંભારવો? અરે! ના, ના, ના. તેને તો આપણે જયારથી સમજતા થઈએ ત્યારથી અહર્નિશ, ચોવીસેય કલાક, ભૂલવો ના જોઇએ.

ત્યારે ધર્મ એટલે શું કરવું ? ધર્મ એટલે માત્ર ટીલાં ટપકાંજ નથી. ભાઈ, અહંકશો ભાઈ. તું મારા ધર્મનો નથી. એમાં કંઈ ધર્મનો સમાવેશ થતો નથી.

ધર્મ જ્ઞાનનો છે ભંડાર,
તોયે ના જાણે કો સાર;
ખોટા ઢોંગ મહીં અથડાય,
ટીલાં ટપકાંમાં રહી જાય.

ભાઈ ભાઈથી સહુ અભડાય,
ખોટી મોટાઈમાંજ તણાય.
શોધો શોધો સાચું ચાર—સંતાનો×

ત્યારે થાય છે શેમાં ? અમદાવાદ કે વડોદરે જવાના એક કરતાં વધારે રસ્તા છે તેમ ધર્મને પાળવાના ચાર માર્ગ છે. ધર્મના પુરેપુરા ચાર માર્ગ પર આપણે બરાબર ચાલવુંજ જોઈએ. એ ચાર માર્ગ તે કયા ?

એમાંનો પહેલો માર્ગ તે સત્ય છે.

“ सत्यमेव जयते नानृतम्. ” “सत्यान्नास्ति परो धर्म ” “તે મારો મુસલમાન નથી પણ દુશ્મન કાફર છે, જે, અસત્ય બોલે છે, ને વચન ભંગ કરે છે.” “તું જુઠું બોલતો મા.” વગેરે વગેરે મહાન આજ્ઞાઓ આપણને ધર્મના પહેલા

× હિંદ માતાનો સંદેશ નામે મારા કાવ્યમાંથી. પાછળથી.

માર્ગનો બોધ કરે છે. ત્યારે પ્રથમતો ધર્મ પાળતા હોતો સાચું બોલો. શું આપણે આવો ધર્મ પાળીએ છીએ? ના આપણે તો માળા ફેરવીએ છીએ, ને ફેરવતાં ફેરવતાં હજારોનાં ગળાં રેંસવાની-રેંસવાના વિચારની, માળા પણ ફરતીજ હોય છે. વિશ્વાસે બીજાને ઠગીએ છીએ. માલમાં કપટ કરીએ છીએ. વગેરે અનેક રીતે જુઠું બોલીએ છીએ આતો ખરેખર ધર્મ નથી પણ ધતિંગ છે. જો આપણે ખરો, સત્ય, નગદ ધર્મ પાળવો હોય તો સત્યં વદ ત્યારે તે પ્રમાણે આપણે આજેથીજ સાચું બોલવું જોઈએ. એ સત્ય ધર્મનો અંગીકાર કરવો જોએ. ટુંકામાં સત્ય જોતાં; બોલતાં, ને સમજતાં શીખવું જોઈએ. કારણ વિદ્વાનો અમાસની રાત્રી, દીવા વગરનું ઘર અને સત્ય વિનાનો મનુષ્ય દેહ, એ ત્રણને સરખાં ગણે છે.

## બીજો માર્ગ દયા છે.

અરે! આપણો દેશ તો દયા ધર્મને માટે પ્રખ્યાત છે. "દયા ધર્મ કો મૂલ હય," અરે તેમાં બુદ્ધદેવ દયાના ગુરુનો જન્મ થયો હતો! પણ અત્યારે તો તે બીજાની દયા નીચે પડયો છે! દયામણી દયા થઈ છે! ત્યારે શું દયાને ડાકણે ખાધી? હા. હા.

એવુંજ કંઈક થયું છે. આપણે ઉંધો અર્થ કર્યો છે. દયાના ખરા પ્રકાર સમજ્યા નથી. મનુષ્ય પર દયા રાખવી, ભૂખ્યાને ભોજન આપવું, શું આપણે તેવું નથી કરતા ? હા. દા= આપવુંનો બરાબર ઉપયોગ કરીએ છીએ. ગમે તે નાગો ભૂખ્યો આવે કે વિચાર કરતા નથી. આપવું, નાખી દેવું, ગોરને લોટો આપ્યો તે મોઢું ધુવે કે ગમે તેમ કરે. એટલુંજ માત્ર સમજીએ છીએ. અરે, પણ તેવો દયાનો અર્થ નથી. દયા માણસ કે જનાવર પરજ કરવાની નથી. બધી ચીજ ઉપર કરવાની છે. માણસમાં પાત્ર જોઇને દયા દેખાડવી, દાન આપવું. પણ " રોટલી નાંખી ભિખારી ન રાખો." તમારાં દાનનાં ઝરણો, વહે છે માર્ગ અવળે તે; કમી કરવા બદલ બીજાં નવાં દર્દો ઉમેરે છે." તેને બરાબર માર્ગમાં વાળો.

અત્યારે ચાલતી દાનની રીત બહુજ કનિષ્ટ પ્રકારની છે. ચાલુ જમાનાને મળતી નથી. અરે ! પાછલા વેદ સમયને પણ મળતી નથી. ભૂખ્યાને ભોજન આપો પણ તેની ભૂખ તપાસીને આપો. તેને શારીરિક, માનસિક, કે આત્મિક ભૂખ છે તે જુઓ. પછી તેને એવું ભોજન આપો કે ફરીથી તમારે બારણે તેને માગવા આવવાની જરૂર રહે નહિ. ત્યારે શું પૈસાથીજ દાન થાય ? પૈસાથી પણ થાય અને બીજા ઘણાથી પણ થાય. પૈસાથી સ્કૂલો, બૉર્ડિંગો, દવા-

ખાનાં, પુસ્તકાલયો વગેરે કાઢી શકાય. ધનથી જેવું બની શકે તેવું તનથી પણ બની શકે છે. તનથી કોઈને પાટો બંધાય, માર્ગ બતાવાય, બે મીઠા શબ્દો બોલી આશ્વાસન આપી શકાય. અને હજાર વાનાં કરી શકાય. ટુંકામાં પોતાની જાતને અન્યના ભલા માટે ખર્ચી શકાય. તમારી પાસે જે હોય તેને બરાબર વાપરવું જોઈએ. ડોશીની ઘંટીના પથરાનોજ હિસાબ માગવામાં આવે છે, એ યાદ રાખજો. મનથી પણ દયા કરી શકાય. સારા વિચારો કરી શકાય. વિચારોનું બળ કેવું મહાન છે, તે તમારે અન્ય પુસ્તકોમાંથી ખાસ વાંચવું જોઈએ. આમ હરેક રીતથી દયા કરાય, પણ પાત્ર જોઈને કરવી જોઈએ.

બીજી વસ્તુપર દયા કેવી રીતે થાય તે તો કહો? વરાળપર દયા લાવી એંજીન બનાવી શકાય. બુકસેલરની દુકાનમાં પડી રહેલી અત્યુત્તમ ચોપડીઓ પર દયા લાવી, ખરીદ કરી, વાંચી શકાય, જ્ઞાન મેળવી શકાય. પડી રહેલી જમીનનો પણ તેના પર દયા લાવી ઉપયોગ કરી શકાય! અરે, છેવટે એટલું થાય તોજ બસ છે કે બીજાના અવગુણ ના લેતાં ગુણ લેવા એ પણ દયા કરી કે'વાય.

ત્રીજો માર્ગ તપ છે.

તપ એટલે નસકોરૂં પકડવું, એમ નથી. પ્રથમ તો કસરત કરી તમારા શરીરને મજબુત

બનાવો એ પણ તમારો ધર્મ છે. પ્રભુએ તમોને જે દેહ આપી છે, તે આત્મા-પ્રભુને રહેવાનું મંદિર છે. તેને તમારે બરાબર સાચવવુંજ જોઈએ. शरीर माद्यं खलु धर्म साधनम्. એ ખાસ યાદ રાખજો.

પછી તમારે તમારી સર્વ ઈંદ્રિયોને તાબે રાખવી જોઈએ. તેનો સારે માર્ગે ઉપયોગ કરવો જોઈએ. આંખ અયોગ્ય વસ્તુ તરફ જોતી હોય, કાન ના સૂણવાનું સૂણતા હોય, જીભ ના ખાવાનું ખાવાપિવા ઈચ્છતી હોય, તો તમારે તેના ઉપર ડાબ મૂકવો જોઈએ. તમારા મનરૂપી ઘોડાને બુદ્ધિરૂપી લગામ પહેરાવી તમારા તનરૂપી રથને યોગ્ય રસ્તે હાંકવો જોઈએ. તમારી જ્ઞાતિનું તમારા ગામનું, તમારા દેશનું, તમારા રાજ્યનું ભલું થતું હોય તો તેમાં તમારે ગમે તેનો ભોગ આપી તમારા જીવનનું સાર્થક કરવુંજ જોઇએ. આ તમારો ધર્મ છે.

ચોથો માર્ગ **શૌચ** છે.

શૌચ એટલે પવિત્રતા. યાદ રાખજો કે પવિત્રતા તે પ્રભુતા છે. પ્રથમ તો તમારા હાથ, મોં, શરીર ને કપડાં સ્વચ્છ રાખજો. ચોપડીઓ, પથારી અને ઘર પણ સ્વચ્છ રાખજો. કારણ જેમ તમારા ઘરમાં પ્રભુ વસે છે, તેમ તમારી ચોપડીમાં, કપડામાં અને સર્વ

સ્થળે તે રહે છે. માટે પ્રથમ તો શરીર પૂર્ણ રીતે સ્વચ્છ રાખજો. પછી તમારી વાણીને પણ સ્વચ્છ અને પવિત્ર બનાવજો. "સ્વરને મહા સુંદર દેવનો રાખજો." યાદ રાખજો કેઃ—

મીઠા શબ્દો ઘણી વખતે, જીવનમાં શાંતિ રેડે છે,
કટુ શબ્દો ઘણી વખતે, જીવનમાં ઝેર ભેળે છે.

ટુંકામાં તમારા મનને પણ સ્વચ્છ, પવિત્ર કરવું જોઈએ. તમારે સર્વ સ્થળે પ્રભુ પિતાને જોવાજ જોઈએ.

આ ખરો ધર્મ છે. આ ધર્મ તમે સર્વ પાળજો. તેથી તમે સર્વને તમારા બંધુ જોશો. સારો માર્ગ જડશે. દેવળમાં પ્રભુ છે તેમ તમારી પાસે પણ છેજ. તમારી ચોપડીમાં ને ટુંકામાં બધેય છે. એ યાદ રાખજો. આ ખરો ધર્મ, સત્ય ધર્મ, નગદ ધર્મ ભૂલશો નહિ, ને સેતાનને તાબે થશો નહિ. છેવટે બોલો. ॐ શાંતિ; શાંતિ; શાંતિ.



विद्या धर्मेण शोभते ॥

## પેગંબર સાહેબની દાન કરવાની રીત.

એક વખત પેગંબર સાહેબ પાસે એક ગરીબ ભીખ માગવા આવ્યો. સાહેબે તેને પૂછયું "તારી પાસે શું શું છે?" તેણે કહ્યું, મારી પાસે ફક્ત થાળી, વાડકી લોટા, અને સુવાની એક ફાટલી ગોદડી છે. સાહેબે તેને થાળી, વાડકી અને લોટા લાવવા કહ્યું. તે ગરીબે હાજર કર્યું. બાદ કંસારાને ત્યાં વેચી પેગંબર સાહેબે તેને લુહારને ત્યાંથી કુહાડી અપાવી ને કહ્યું કે ભાઈ લાકડાં ફાડી હવે તારું ગુજરાન કરજે. આ મુજબ દાન કરવું જોઇએ.



## મહાત્મા ગાંધીજીના અમૂલ્ય શબ્દો.

રામ નથી રામાયણમાં, કૃષ્ણ નથી ગીતામાં, ખુદા નથી કુરાનમાં, ક્રાઈસ્ટ નથી બાઈબલમાં, તે બધા માણસના ચરિત્રમાં છે.

# *INDIA EXPECTS EVERY MAN TO DO HIS DUTY.*

" બાળક પ્રભુના પેગંબર છે, જડ જેવા પૃથ્વિને પાટલે,
બાળક ચેતનના ફુવારા છે, મનુકુળના ભાવી ભંડાર છે. "

# CHILD IS THE FTAHER OF MAN.

આ બધું સમજો છો કે, આજના બાળકો, કાલની ભારત ભૂમિની પ્રજા થશે ત્યારે લાયક વાચન તેમને પુરૂં પાડો.

## વિદ્યાર્થી વાચનમાળા.

| | | |
|---|---|---|
| પુસ્તક ૧. ચાર જાતના માણસો. | ૦-૨-૦ | બીજાં છપાય છે. |
| પુસ્તક ૨. વિદ્યાર્થીને લાયક ધર્મ | ૦-૨-૦ | વધુ માટે હેન્ડબીલમાં |

લખોઃ— **અંબાલાલ એમ. ઠાકોર.**
વિદ્યાર્થી વાચનમાળા ઑફીસ-શુકલતીર્થ

Dist Broach via Chamargam. અગર સર્વ જાણીતા બુકસેલરોને ત્યાં.

# બીજાં પુસ્તકો.

૨. વિદ્યાર્થીને લાયક ધર્મ. ૦—૨—૦
૩–૪. ફૂલડાં. ભાગ ૧ (બાળકોને લાયક કાવ્યો.) ૦—૪—૦
૫. જીભ. ( અને તેનું મહત્વ ) ૦—૨—૦
૬. સ્વાશ્રય. ૦—૨—૦
૭. ફૂલડાં. ભાગ ૨. ૦—૪—૦
૮. રમતો. ૦—૨—૦
૯. નિયમ. ( તેથી થતા ફાયદા. ) ૦—૨—૦
૧૦. સંવાદો. બાળકો ભજવી શકે તેવા.
૧૧. મહત્વાકાંક્ષા.
૧૨. મા. ગાર્ફીલ્ડનું નાનું જીવન. વિદ્યાર્થિને ઘણુંજ ઉપયોગી.

**નાનો નરેન્દ્ર** નામની વાત બધાં લેનારને ઇનામ મળશે.

બાળ વિનોદ મંડળ. } પ્રેમયોગી.
શુકલતીર્થ.

